# કવિ રામભક્ત કૃત.

# શ્રીમદ્ ભગવદ્ગીતા સાર.

ૐ

સ્વ. રા. સા. શીવલાલ મોતીરામની
પત્નિ સ્વ. સૌ. લલીતાગવરીના
શ્રેયાર્થે.

પ્રસિદ્ધ કરનાર.
તેમની માતા નંદગૌરી તે મોહનલાલ ઓચ્છવરામ
મીઠારામ દિવાનજીની વિધવા.

દેશી મીત્ર એનજીન પ્રીન્ટીંગ પ્રેસ-સુરત.
સંવત ૧૯૬૬.

सर्व जनाः सुखीनो भवन्तु.

૨૯-૦૪



# પ્રસ્તાવના.

મારી પુત્રી સૌ. લલિતાગૌરીનું મૃત્યુ સંવત ૧૯૬૦ ના વૈશાખ સુદિ અગિઆરસને મંગળવાર તા૦ ૧૬–૪–૦૪ ને દિવસે થયુ તેમની પાછળ પુન્યાર્થે આ ગીતાનો સાર છપાવ્યો છે. રામભક્તની આ ગીતા નડીઆદમાં ઘણા વર્ષ ઉપર પ્રસિદ્ધ થતા "વૈષ્ણવ" નામના માસિકમાં છપાઇ હતી. એ માસિક હવે નિકળતું નથી તેમજ તેના માલિકો નો પત્તો મળી શકે એમ ન હોવાથી તેમની રજા વિના આ પુસ્તક છપાવ્યું છે તેથી તેમના લાગતા વળગતાઓ દરગુજર કરશે એવી આશા છે; કારણ કે મફત આપવા માટે છપાવ્યું છે અને કોઇ જાતની કીંમત લેવાની નથી.

ગીતાનો આ સાર ખાસ કરીને સ્ત્રીઓને બહુ ઉપયોગી થઇ પડશે. અને નિત્ય પાઠ કરવામાં ઘણોજ કામ લાગશે.

રામનવમી, ચૈત્રમાસ
સંવત ૧૯૬૬

પ્રકાશક.



# શ્રીમદ ભગવદ્ગીતા.



## ॥ અથ ભગવદ્ગીતા પ્રારંભ ॥

### દોહરા.

આદી શ્રી ગુરૂને નમૂં, આદ્ય પુરૂષનું ધ્યાન;
ભગવદ્ગીતા બોલશું, કેવળ બ્રહ્મજ્ઞાન.
અર્જુન કેરે કારણે, જગતહિત ઉપદેશ;
કર્મ માંહ્યની: કર્મ કહું, અંતર થાય ઉજેશ.
ઉપનીષદનો અર્થ છે, યોગ શાસ્ત્રનું જ્ઞાન;
અષ્ટાદશ અધ્યાય[1] લગી, બોલ્યા શ્રી ભગવાન.
કર્મ માંહ્ય નીઃકર્મ કહું, તે ઉપર દ્રષ્ટાંત;
હંસ તજે જ્યમ નીરને, પયનો આણે અંત.
શ્રી બ્રહ્મ નિશ્ચય કરી, આણ્યો અક્ષર સાર;
રામ ભક્ત ભાવે કરે, ચોપાઇ ગ્રંથ વિસ્તાર.
નીવૃતિ મારગ ગ્રંથ છે, તે માટે સંકેત;
યુદ્ધ ભાગથી માંડીને, રચ્યું કથાનો ભેત.

### ચોપાઇની ચાલ.

હસ્તીનાપુર આવ્યા વ્યાસ, ધૃતરાષ્ટ્ર કેરે આવાસ;
રાયે પુજા કીધી ઘણી, પુછી વાત સંગ્રામજ તણી.

---

1 અધ્યાય.

**ધર્મ ક્ષેત્ર કુરૂક્ષેત્રે મહીં, મહા યુદ્ધ કરશે ત્યાં રહી;**
**અરાઢ ક્ષૌણી સૈન્યા મળી, અર્જુન સરખા બાણાવળી.**
સ્વામિ તે યુદ્ધ કયમ પેખિએ, ઇચ્છા છે પણ ના દેખીએ;
વ્યાસ ભણે રાજા અવિચાર, દેવનેમ હું આપું સાર.
અહીં થકી સઘળું દેખશે, કૌરવ પાંડવ યુદ્ધ જે થશે;
જન્મ લગી હું અંધજ રહ્યો, ઘણો કાળ એણિપેર ગયો.
(હવે) પુત્ર મૃત્યુ જોવાને કાજ, દેવ નેત્ર શું માગું આજ;
વ્યાસ શિષ્ય સંજય છે જેહ, આપિ નેમ બેસાડ્યો તેહ.
કુરૂક્ષેત્રમાં જે કંઇ થશે, તે સંજય બેઠો બોલશે;
એવું કહીને વ્યાસજ ગયા, સંજય શું રાજા બોલીઆ.
કહો સ્વામી હમણાં શું થાય, કોણ કોણ મળિયા છે રાય;
સંજય કે' રાજા અવિચાર, દુર્યોધન મન કરે વિચાર.
દ્રોણાચાર્યને વાણી કહી, પાંડવ સૈન્ય મળ્યું છે સહી;
કોણ કોણ મળિયા છે તેહ, આચારજ[2] નિરખોની એહ.
દ્રુપદ પુત્ર છે તમ શિષ્ય જેહ, ભિમ અર્જુન સરખોછે તેહ;
વળિ વૈરાટ દ્રુપદ રાજાન, ધૃષ્ટકેત રાજા ચકીતાન.[3]
કાશીરાજ પુરૂજીત જેહ, કુંભભોજ સરખા બળિયા તેહ,
યોદ્ધો મહા ઉત્તમ અભિમન્યુ,[4] એવું પાંડવનુંછે સૈન્ય,
હવે આપણું કહું તે જાણ, ત્રીલોક નાશક છે તમ બાણ,
ભિષ્મ દ્રોણ ને હય છે જેહ, અશ્વત્થામા વીકર્ણ તેહ.
સોમદત્ત ને શૈલ્ય મહારથી, એમાં ભીષ્મ છે સન્યાપતી;
એવું કહી દુર્યોધન ગયા, સૈન્યામાં જઇ ઉભા રહ્યા.

---

૨ આચાર્ય. ૩ ચેકીતાન. ૪ અભિમન્યુ.

શાંખનાદ સૈન્યા બહુ કરે, રાય પ્રતિ સંજય ઉચ્ચરે,
કવચ ધરી અર્જુન અખંડ, ચડયો રથે ગાજ્યું બ્રહ્માંડ.
અર્જુન કહે સુણો ભગવાન, બે સૈન્યાનું મધ્ય પ્રમાણ,
રથ મ્હારો હાંકોને સાહી, જોઉં કોણ મળિયા છે તહીં.
અર્જુનનાં વાચક સાંભળી, હાંકયો રથ જ્યાં સૈન્યા મળી,
ભીષ્મ દ્રોણ દીઠા તે ઠામ, જોઇ સગાને હાર્યો હામ.
પુત્ર પૌત્ર સરખા છે વીર, થયો કુટુંબ નિહાળી ભીર,
અર્જુન કહે સુણો જદુરાય, સ્વામી મુજથી યુદ્ધ ન થાય.
શિથિલ બની ગઇ મ્હારી કાય, તન કંપે ને નવ રહેવાય,
મુખ સુકું રોમાંચ્ચૅાન થયો, શોકસાગરે રહું છું વહ્યો.
અર્જુન કહે પ્રભુ ધિક આ રાજ્ય, નથી એહનું મ્હારે કાજ;
કુળ કેરો ક્ષય કયમ કીજીયે, ને પાતિક શિર કયમ લીજીયે.
તે માટે યુદ્ધ હું નહિ કરૂં, કુટુમ્બ ઘાત પાતિક આ કરૂં,
પૂર્વજ મારા નરકે જાય, સગાં સંબંધી દુઃખિયા થાય.
ધર્મ નાશ થઇ થાય અધર્મ, સ્ત્રીયો કરે અતિનીંદિત કર્મ,
પાપી પ્રજા તેની નિવડે, અંતે અધમ નરકે પડે.
જ્ઞાતિ ધર્મનો થાયે નાશ, પછી મોક્ષની શાની આશ;
નાંખી ધનુષ કંટાળી ગયો, પારથ[3] મુર્છાગત થઇ રહયો.
કહે કૃષ્ણજી આશું થયું, સૈન્ય જોઇ વિસ્મય થઇ રહ્યું;
યોગ શાસ્ત્ર બ્રહ્મ વિચાર, પુરણ થયો પ્રથમો અધ્યાય.

---

૨ પાતક—પાપ. ૩ પાર્થ.

॥ ઇતિ પ્રથમ અધ્યાય સંપુર્ણ. ॥



# બીજો અધ્યાય.

## ચોપાઇ.

સંજય ધૃતરાષ્ટ્રને કહે, શોક સાગરે અર્જુન વહે.
કૃષ્ણ કહે અર્જુન શું થયું, કવણ પાપ તારે આવિયું.
નર્ક પમાડે બુડે નામ, લોક હસારતનો એ ઠામ
છોડી મોહ ધિરજ મન ધરો, અર્જુન સમરણ હરિનું કરો.
કે' અર્જુન સુણો ભગવાન, ભીષ્મ દ્રોણ તે પિતા સમાન;
રાજ્ય ગુરૂ કાજે લીજીએ, તે ગુરૂને વધ કયમ કીજિયે.
કૃષ્ણ કહે એ જુઠો વાદ, સાંભળ અર્જુન કથા અનાદ;
આદિ પક્ષ જે બ્રહ્મજ્ઞાન, તે જોતાં છે સઉ સમાન.
ગુરૂ શીષ્ય માતાને તાત, કોનું નથી બાંધવને ભ્રાત;
જન્મ મરણ આત્માને નથી, વ્યાપકને શું કહીએ કથી.
(જયમ) રૂતુ પુઠે રૂતુ આવે જાય, ઉદય અસ્ત જયમ સુરજ થાય;
અખંડ બીંબ જ્યોતિ છે જેહ, વ્યાપક રૂપ ભણજે તેહ.
કૃષ્ણ કહે કોઇ મરતું નથી, તું જો આત્મ-જ્ઞાને કથી;
(જયમ) ત્રણ અવસ્થા આવે દેહ, પરમેશ્વરની ઇચ્છા તેહ.
જળ માહે જયમ બુદ બુદ થાય, તે ભાગેને માંહ્ય સમાય;
આત્મારામ ભણે છે જેહ, હર્ષ શોકથી અળગો તેહ.
સે'જે ઉપજે સે'જે સમે, દુસ્તર માયા એ રીત રમે;
હું મારૂ નર કરતો જેહ, અર્જુન માયાનું બળ તેહ.

## દોહરા.

અનંત ઘટ પાણી ભર્યાં, એક ચંદ્ર આકાશ;

ઘટ ઘટમાં પ્રતિ બીંબ છે, તેમ શ્રી હરિનો વાસ.
ઘટ ભગ્યો પાણી ઢળ્યું, તે જ્યાનું ત્યાં જાય;
ચંદ્ર નિરંતર વેગળો, તેને દુઃખ નૈ થાય,

## ચોપાઇ.

નિરાકાર અવિનાશી સહી, વાણી એ'વા[1] સમરથ નહીં;
અગમ અગોચર બુદ્ધને ધરે, તેની ચિંતા તું શિદ કરે.
રે ! અર્જુન તુ એવું જાણુ, નિર્ભયપણુ હૈયામાં આણુ;
ક્ષત્રીને નહીં લાગે પાપ, સ્વર્ગ પમાડે ટાળે પાપ.
સ્વર્ગ દ્વાર ઉઘાડું થયું, સહુ યોધ્યાનું પાતિક ગયું;
ભાગ્ય વિના તે ને પામિએ, કલીમશ દોશ નહીં વામિએ.
રણ સંગ્રામે ક્ષત્રી મરે, સ્વધર્મથી તે દુસ્તર તરે;
યુધ્ધે પ્રાક્રમ કરવું પર્મ[2], એ ક્ષત્રીનો મોટો ધર્મ.

## દોહરો.

સુભટ સઉ એમ બોલશે, ભય પામ્યો અર્જુન;
લોક માંહિ અપજશ થશે, હાર્યો કુંતીતન.
જય અપજશ જોતાં નથી, સુખ દુઃખ બેઉ ભ્રમ;
જશ અપજશ કોને નથી, હાનિ લાભને કર્મ.

અર્જુન કહે છેઃ— **ચોપાઇ.**

કર્મ માંહિ ખુંપ્યા[3] નરજેહ, કૈએ મોક્ષ ન પામે તેહ;
સ્વામી વેદ સહિત જે કર્મ, જોગ, દાન, જપ, તપને, ધર્મ.
મુકતી લેખે વેદ વિચાર, સ્વામી તેનો શો નિરધાર;

૧ ગ્રહણ કરવા. (સમજવા) ૨ પરમ. ૩ મચી રહ્યા.

શ્રીકૃષ્ણ કહે છે:—

અર્જુન તું કે'છે તે સત્ય, વેદ તણી છે દીધા મત્ય;
ત્રીગુણાતિત તું બુદ્ધિ આણ; કર્મ માંહ નીકર્મ કરી જાણ;
જ્ઞાનિ પુરૂષ જે કર્મજ કરે; જપ તપ જોગ તિરથ આચરે.
સ્વધર્મ માટ કરાવે જેહ, ફળનાહિ ઇચ્છે તેનું તેહ;
ઉદાશ થઇ મન રાખે ધર્મ કર્મ માંહ્ય જાણે નીઃકર્મ.
જ્ઞાન જોગથી મનવશ થાય, કર્મ કરે તે ને લેપાય;
હર્ષ શોક આયુષ્યને હાણ, પાપ પૂન્યથી અલગો જાણ.
મો'[4] સાગર તરશે તેવાર, તત્વ જ્ઞાન હોશે જેવાર;
તવ તારી બુદ્ધિ સ્થીર થશે, મો' સાગરની ભ્રમણા જશે.
મનમાંથી સગળાં છોડીએ, અર્જુન ઉદાશ થૈ દીડિએ;
મને કરી મનનું શોધન, એથી સ્થીર બુદ્ધિ પાવન.

**દોહરા.**

દુ:ખ માંહી સુખ ઉપજે, સુખનો મદ ને થાય;
રાગ દ્વેશ મદ ક્રોધને તજતાં મનમો' જાય.
લક્ષણ સ્થીર બુદ્ધિ તણા, મન જીત્યે જિત હોય;
ઇંદ્રીને સંકોચિએ, કુરમા સંકોચાય.

**ચોપાઇ.**

શરીરે વિષય વશ થાય, હા[ર] તજે ત્યમ સઉ તજાય;
રસ ઇંદ્રી રસને ને તજે, ત્યાલગી મન વિષયને ભજે.
અર્જુન એનો એજ ઉપાય, રસ ઇંદ્રી જ્ઞાને જિતાય;
જો મન વિષયને નહીં તજે, તેને એ'તાં સંગ ઉપજે.

---

૪ મોહ.

સંગ થકી ઉપજે છે કામ, કામે ક્રોધ લોભ અભિમાન;
મોહ થકી બુદ્ધીનો નાશ, બુદ્ધિ નાશે નર્ક નિવાસ.
તે માટે ઇંદ્રી જીતવા, જ્ઞાન જોગથી વશ રાખવા;
સ્વધર્મનો કરવો વેપાર, હું મારો તજવો હંકાર.

**દોહરા**

મોહ નીંદ્રા સંસારમાં, ત્યાં જાગે હરિજન;
જોગી જાગે ધ્યાનમાં, ત્યા સસારી સુન્ય.

**ચોપાઇ.**

નીસ્પ્રેહિ[1] થઇ કર્મ ઓચરે,[2] કામક્રોધ તૃષ્ણા વશ કરે;
સુભ ગૃહસ્થાશ્રમ પાળે જેહ, સહી બ્રહ્મપદ પામે તેહ.
સંસારી સરખો થઇ રહે, મન વૈરાગે ભમતું રેહે;
જોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, શાંખ્ય જોગ દ્વીતીયો અધ્યાય.[3]

॥ ઇતિ ભગવદ્ગીતાનો બીજો અધ્યાય સંપૂર્ણ ॥



# અધ્યાય ત્રીજો.

**ચોપાઇ.**

**અર્જુન** કહે સુણો ભગવાન, દ્વિધા વચન બોલો વાણ;
ક્ષણુ એકમાં પ્રતિપાદો કર્મ, વળિ નીંદ્રા મુને લાગે ભર્મ.

---

૧. નિસ્પૃહિ. ૨. આચરે, ૩. દ્વીતિયોધ્યાય, અથવા દ્વીતિય અધ્યાય,

(સ્વામિ વાત નિર્ધારિજ કરી, એક માર્ગ દેખાડો હરી;
કૃષ્ણ કહે અર્જુન મન આણ, એય માર્ગ તું સાચા જાણ.
એઉ મળીને એકજ થાય, જ્ઞાનવિના તે નહી પીછાય;
એઉ મળીને એકજ જાણ, રાત દિવસ એક સૂર્ય પ્રમાણ.
કર્મ માહય નીઃકર્મજ જેમ, કષ્ટ માહય હુતાશન તેમ;
ગ્રહસ્થાશ્રમ મુકી વન જાય, વસ્ત્ર તજી સંન્યાશી થાય.
તેણે બ્રહ્મ પદ પામે નહીં, તત્વ જ્ઞાન જો ભાશું[૪] નહીં;
બ્રહ્મ થકી ઉપજ્યું છે કર્મ, સર્વ ભૂતમાં વ્યાપીક[૫] બ્રહ્મ.
કૃષ્ણાર્પણ બુદ્ધિ કીજીયે, ગુણ નિરગુણ કરી પુજીએ;
આગે જનકાદિક રાજંન, તેણે જાણ્યું બ્રહ્મ જ્ઞાન.
તેણે કર્મ કૃષ્ણાર્પણ કર્યાં, તેહ કર્મ નહીં બાધક ઠર્યાં;
માટે શીષ્ટ આચરે જેહ, લોક પ્રવૃત્તિ માગે તેહ.
અર્જુન પ્રતિ વદે ભગવાન, સંસારનું મારે શું કામ;
લેવું દેવું મ્હારે નથી, નથી વેગળો કોને કથી.
તોય કરંછું હરનીશ કર્મ, શા માટે જે લોપે ધર્મ;
જો હું કર્મને નીંદુવેદ, વર્ણા વર્ણના ભાગે ભેદ.
નીઃકર્મ ઉપર રાખીએ મન, કર્તા કર્મ નહીં લેપંન;
(મેં) કહ્યો માર્ગ જે મન આણુશે, બ્રહ્મ તણું પદ તે પામશે.
જેનો ધર્મ જે તે કરે, બીજા ધર્મ તે નહી અનુસરે;

**અર્જુન કહે છે:-**

(સ્વામિ) કોણે પ્રેર્યું મન પુન્યજ કરે, કોણે પ્રેર્યું મન પાપજ કરે.
(કૃષ્ણ) રજો ગુણ ઉપજે જે વાર, બુદ્ધિ ભ્રષ્ટ થાએ તે વાર;

---

૪. ભાસ્યું, સમજાયું, ૫. વ્યાપક,

મેલે દર્પણુ ઝાંખુ થયું, કામ ક્રોધ શત્રુ થઇ રહ્યું.
કામ ક્રોધ તૃષ્ણા જે જેહ, જ્ઞાન વન્હીને ઢાંકે તેહ;
પછી વળતૂં ઉપજે અજ્ઞાન, અજ્ઞાને આછે અભિમાન.
મન બુદ્ધિ ઇંદ્રિને ઠામ, ત્યાં રહી દુષ્ટ કરાવે કામ;
તે માટે ઇંન્દ્રિ વશ કરો, રજોગુણુને શિખો પરો.
હે અર્જુન ! એણે ઉપાય, આત્માએ આત્મા વશ થાય;
વિષય વાસના કરિ વેગળી, કામ ક્રોધને નાખો દળી.
એ જીત્યે જીત્યો સંસાર, અર્જુન એવું જ્ઞાન વિચાર;
યોગ શાસ્ત્રને બ્રહ્મવિધાય, કર્મ પ્રસંસ[1] તૃતિયો અધ્યાય.

॥ ઇતિ ત્રીજો અધ્યાય સંપૂર્ણ ॥



# अध्याय चोथो.

**શ્રી કૃષ્ણ કહે છે:—** **ચોપાઇ.**

અર્જુન મે તુજને જે કહ્યું, પૂર્વે હુંથી સૂર્યે લહ્યું;
સૂર્ય થકી એ મનુએ ગ્રહ્યું, મનુએ ઇક્ષ્વાકુને કહ્યું.
ઇક્ષ્વાકુથી અમરીષ જેહ, ત્રણુ ભૂવન જશ વાધ્યો તેહ;
અમરીષ જ્ઞાન મારગમાં રહ્યો, રાજ્ય છતાં મુને પામીયો.
તું પર્મ ભક્ત મારો છે દાસ, કહ્યો તેહ માટે અભ્યાસ;
અર્જુન કહે સ્વામી વિનતી, સૂર્ય તણી આદી ઉત્પતી.

---

૧ પ્રસંશા.

જન્મ તમારો હમણાં થયો, તો સુરજને શી વેર કહ્યો;
કૃષ્ણ કહે શું કહીએ કથી, જન્મ મરણનું કારણ નથી.
મારા જન્મની ગણુતી નથી, તે ગતિને શું કહીએ કથી;
હુંથી બ્રહ્માનો અવતાર, તે કૃતિ ભેદ કર્યો વિચાર.
વેદ ધર્મ જ્યારે લોપાય, મમ ભગતો જવ દુઃખિઆ થાય;
સાધુ તણી રક્ષાને કાજ, લઈ અવતાર કરૂં હું કાજ.
અન્યથા મારે નૈ અવતાર, અર્જુન એવું જ્ઞાન વિચાર;
કર્મ રહિત મુજને જાણશે, મોક્ષ પદારથ તે પામશે.
રાગ દ્વેશને ભયને તજે, મોહ છાંડીને મુજને ભજે;
તેને મુક્તિ નથી વેગળી, જેની મનશા હુંમાં ભળી.
જેવી બુદ્ધિએ કરે ઉપદેશ, તેને તેવી શીદ્ધ આપીશ;
અર્જુન એમ જાણજે સહી, મને કર્મ કાંઇ લેપે નહી.
એવી બુદ્ધિ જે આણશે, કર્મ કરે તોપણ છુટશે;
પૂર્વે જ્ઞાનિ હતા નર જેહ, કર્મ કર્યાં પણ છુટ્યા તેહ.
**અર્જુન કે' સ્વામી વિનતી, કર્મ અકર્મ તણી કોણ ગતી;**
હે અર્જુન એનો વિચાર. કર્મ, અકર્મ, વિકર્મ વેપાર
કર્યે માંહય નીઃકર્મ દેખે જેહ, અકર્મ લક્ષણ કહીએ તેહ;
(વળી) કર્મ ગાહય કર્મ લેવાય, વિકર્મ કર્મ તેતો કહેવાય.
દાન, પુન્ય, તીર્થાદિક જેહ, બ્રહ્મભાવ આરંભે તેહ;
સુદ્ધ જ્ઞાનિ તે જન કે'વાય, મન બુદ્ધિ જેને વશ થાય.
હરને વિશે રહ્યા નર જેહ, થયા લાલા સંતોખી તેહ;
દુષ્ટ સંગથી અસંગો થાય, કામ ક્રોધથી નવ લેપાય.
અર્જુન જાયજ્ઞાદિક ફળ જેહ, જ્ઞાન સમોવડ નાવે તેહ;
**શ્રી ગુરૂ શેવા લહિએ જ્ઞાન, અર્જુન પ્રતિવદે ભગવાન.**

પાવક પવનનો પ્રેર્યો બને, કોટિ કોટિ જંતુ પરજલે;
અર્જુન પાપથકી શું બીએ, પાપે પાવક નૈ લેપીએ.
કોટિ જોજન બાળે નવ ખંડ, પાપના લેપે તેને પીંડ;
જ્ઞાન લક્ષણ વન્હી છે જેહ, કામ ક્રોધને બાળે તેહ.
જ્ઞાન સરીખું પાવન નથી, જોને વેદ પુરાણે મથી;
જ્ઞાન તણો મોટો મહિમાય, ચૌદલોક તણે વશ થાય.
આત્મામાં આત્મા દેખશે, સ્થીર બુદ્ધિ તારી તવ થશે;
જ્ઞાન દીપ જાગે જેવાર, સહુ સંશય છુટે તેવાર.
જ્ઞાન બધાં બાલી દે કર્મ, સંશય છુટે ભાગે ભર્મ;
હો અર્જુન તું જ્ઞાન વિચાર, અજ્ઞાને ઉપજે અંધકાર.
જોગ જુગતથી કર્મ વિચાર, કર્મે કર્મ તણો નિવાર[૧];
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, જ્ઞાન યોગ ચોથો અધ્યાય.

" ઇતિ ચોથો અધ્યાય સંપૂર્ણ. "



# अध्याय पांचमो.

**શ્રીકૃષ્ણ કહે છેઃ—**

અર્જુન કર્મ તણો જે નાશ, વલી જોગ પ્રેમે અભ્યાસ;
એઉ માર્ગ સાચા કરી જાણ, અનુભવ પદ હોએ નિર્વાણ.
હું સાચું કહું નિશ્ચય જાણ, તે નું દ્રઢ અંતરમાં આણ;
કોશું દ્વેશ ઇચ્છા નવશરે, અધિત બુદ્ધિએ ચાચરે.

---

૧ નિવારણ.

તે સન્યાશી જોગી સહીં, કંઇ વિભુતી ભોગવી નહીં;
હે અર્જુન તે ભક્ત પ્રમાણુ, જેણે જાણ્યું તત્વ-જ્ઞાન.
અર્જુન સાંભળજે સરવથી, હૂ તુજને કહું ઉત્તમ ગતી;
કામ કરે શુભ જમતો થકો, સૂતો બેઠોને ચાલતો.
મેખાનમેષ એમ કરતો સહી, હું કર્તા એમ જાણે નહીં;
જ્યમ જળ માંહીં કમળ ઉદાશ, ત્યમ જ્ઞાનીને કર્મ નિરાશ.
જોગેશ્વર મોટા છે જેહ, કર્મ અકર્મ કરે છે તેહ;
(તે) આત્માની શુદ્ધિને કાજ. કર્મ કરે પણ ફળનો ત્યાગ.
અર્જુન તે કહીએ મ્હાજંન, તદપી મોહ ન છાંડે ભ્રાંત;
મોહ અજ્ઞાને થાંક્યું જ્ઞાન, જ્યમ વાદળમાં વિકર ભાણ.
(જેને) જન્મ મરણુની ભ્રમણા નહીં, વ્યાપક રામ નિરંતર સહી;
અર્જુન તે જોગેશ્વર જાણ, સહી બ્રહ્મ પામે નિરવાણ.
પૂર્વે વશીષ્ટ આદિજેહ, સહી બ્રહ્મને પામે તેહ;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય કર્મનાશ પંચમો અધ્યાય.

॥ ઇતિ પાંચમો અધ્યાય સંપૂર્ણ ॥



# अध्याय छठो.

**શ્રી કૃષ્ણ કહે છેઃ—** **ચોપાઇ.**

અર્જુન વેદ રહિત જે કર્મ, વાદ કરે ને લોપે ધર્મ;
નહીં સન્યાશી નહીં તે જતી, ના હોય તેની ઉત્તમ ગતી.
જોગ પામવા ઇચ્છે ધર્મ, વેદાંગત શુભ કરવાં કર્મ;

મોક્ષ ભોગથી ઇચ્છે જેહ, ક્ષમા ખડગ શુભ કારણુ તેહ,
એવા જ્ઞાની તે સંન્યાસ, ઈંદ્રિજીત સંસાર ઉદાસ;
જેને શત્રુ મીત્ર સમાન, સુવર્ણુ લોહૂં કાષ્ટ પ્રમાણુ.
એવા જોગી હોયે જેહ, પાપ પુન્યથી આઘા તેહ;
(જે) પવિત્ર થઇ આસન દૃઢ કરે, મેખાનમેખ દ્રષ્ટી નવ ફરે.
મન ચંચળ ને નિશ્ચય કરી, રૂદીયા માંહી નીરખે હરી;
ધ્યાન દ્રષ્ટ અવિલોકે જેહ, બ્રહ્મ ભુતમાં જાણે તેહ.
બહુ હારી[1] બહુ નીદ્રા જેહ, ધ્યાન ધરી નવ જાણે તેહ;
અથવા જોગે ભૂખ્યો રહે, બ્રહ્મ તણી મત તે નવ લહે.
લઘુ હારી લઘુ નીદ્રા કરે, આસન ધ્યાન જુગતીથી ધરે;
એવા જ્ઞાનિ હોએ જેહ, મોક્ષ માર્ગને જાણે તેહ.
મનથી આત્માને વશ કરે, બીજું કાંઇ ચિત્તમાં નવ ધરે;
મન ચંચળ છે માટે વળી, જ્યાં ત્યાં થકી જાય છે ચળી;
મન બુદ્ધિ રચનાએ કરી, પ્રયત્ન કરતાં રેહશે ઠરી.
પછી મુજને સઘળે દેખશે, સર્વ ભૂત માંહી પેખશે,
સર્વ આત્મા આત્મા સમાન, અભેદ બુદ્ધિ એવું જ્ઞાન.

અર્જુન કહે છે:— દોહરા.

સ્વામી તે સાચું કહું રે, નીગ્રે કીજે મન;
ચંચળને કયમ જીતિયે, બાંધ્યો રહે, પવન.
ઇંદ્રી સઘળી કયમ સ્થીર રહે, ડગતિ અતિ, બળવંત;
તેનો નિગ્રહ કયમ કરૂં, સાંભળ શ્રી ભગવંત.

૧ બહુ ખાનારા.

શ્રી કૃષ્ણ કહે છેઃ—　　　ચોપાઇ.

અર્જુન તું કહે છે તે સત્ય, મન તણી છે ચંચળ ગત્ય;
તે માટે કરવો અભ્યાસ, વૈરાગ જુગતે જ્ઞાન પ્રકાશ.
વૈરાગે કરી મન જીતાય, મન જીત્યે જોગી કે'વાય;
સ્વામી કો સંન્યાશી થાય, ગ્રહસ્થ ધર્મ મૂકી વન જાય.
તેણે બ્રહ્મ પદ પામે નહીં, તત્વ જ્ઞાન જો ભાસ્યું નહીં;
જોગ થકી જન ચળિઓ જેહ, કોણ ગતિને પામે તેહ.
હે ! અર્જુન એમ કે શ્રીહરી, જેની જોગથી મનષા ફરી;
કામ્ય કર્મનો કીધો ત્યાગ. કરી પામે પુનભાગ.
કોળે કાળે જ્ઞાન ઉપજે, જ્ઞાન થકી જે મુજને ભજે;
દુર્ગતી તેને હોએ નહી, જેણે મારી ભગતી લહી.
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, પૂર્ણ થયો ખટમો અધ્યાય;

॥ ઇતિ છઠો અધ્યાય સંપૂર્ણ ॥

# अध्याय सातमो.

શ્રી કૃષ્ણ કહે છેઃ—　　　ચોપાઇ.

હે ! અર્જુન તે જીવન મુક્ત, મુજમાં મન કરે આશક્ત;
ઉત્તમ દ્રષ્ટે જોગ અભ્યાસ, એવો સહસ્ત્રમાં એક દાસ.
એવા સહસ્ત્ર એકઠા મળે (પણ) મારી ગતી કો વિરલો કળે;
અવની, ઉદક, વન્હીને વાય, આકાશ મન બુદ્ધિ એક થાય.
અહંકાર મળી આઠે જાણ, અષ્ટ પ્રકૃતિ જીવ પ્રમાણ;

પ્રકૃતી ભેદે જુગ ઉપન્ન, એનો અધિકારી તે મન.
(આ) સઘળું જગત તેહુંથી થાય, લય પામી મુજમાંય સમાય;
હુંથી જગત અલગું નલગાર, જેમ એક સૂયમાં પ્રોવ્યો હાર.
આ જુગ રૂપી મણુકા કરી, એક સૂય પ્રોવ્યા શ્રી હરી;
ઉદક વિષયનો રસ છે જેહ, ચંદ્ર સુરજની કાંતિ તેહ.
પૃથ્વી મધ્યે સુગંધ સહીં, વન્હી તેજથી અળગો નહીં;
તાપસ વિના તપજે સત્ય, સર્વ ભૂતમાં બીજની ગત્ય.
બુદ્ધિવંતની બુદ્ધિ જેહ, તેજવંતનું તેજ હું તેહ;
અર્જુન શું વદતા ભગવાન, એથી હું અલગોમાં જાણ.
ત્રીગુણ પુરૂષને આજ્ઞા દઇ, કર્મ કરાવું અલગો રહી;
ત્રીગુણાતીત મુને જાણશે, દુષ્ટ સંગથી અલગો થશે;
ચતુર વિધા ભગતી છે જેહ, શ્રદ્ધા એ આરાધે તેહ.
એક આરત મુજને સેવતો, બીજો જાણવાને ઇચ્છતો;
ત્રીજો કામના બુદ્ધિએ ધાય, ચોથો તે જ્ઞાનિ કહેવાય.
તે મધ્યે જ્ઞાનિતે સાર, તે મુજને પામે નિરધાર;
જ્ઞાનિને હું વલ્લભ સહીં, મુજને વલ્લભ જ્ઞાનિ સહીં.
મુજ ભકતો ધારે જે કામ, તેવાં રૂપ ધરૂં તે ઠામ.
અગમ, નિગમ અને વર્તમાન, અગમ ગતિ નહીં કોઇ સમાન;
હું જાણું પણ તે નવ લહે (જેમ મહીપીભાર દુધનો વહે)
મારૂં ભજન કરતાં અઘ જાય, મને ભજે તે હુમા સમાય;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, જ્ઞાન પ્રશસ્ત સાતમો અધ્યાય.

॥ ઇતિ સાતમો અધ્યાય સંપૂર્ણ ॥

# अध्याय आठमो.

**અર્જુન કહે છેઃ—** ચોપાઇ.

સ્વામી અધ્યાત્મ બ્રહ્મ કે'વાય, અધી દેવ તે કોને ધાય; ?
વળી અધી ભગતીનો ધર્મ, સ્વામી એ જે ભાગો ભર્મ.

**શ્રી કૃષ્ણ કહે છેઃ—**

અર્જુન પ્રણવ અભ્યાસે થાય, અધ્યાત્મ બ્રહ્મ જ્ઞાન કે'વાય;
જોગ, દાન, જપ તપને ધર્મ, એવો જે આચરશે ધર્મ.
જ્ઞાન જોગ કરી મ્હારૂં ધ્યાન, અધી દેવને કૈએ જ્ઞાનઃ
સદાકાળ તું સેવે સહી, મારૂં ભજન કરજે સ્થીર રહી.
અર્જુન યુદ્ધ કર્યે જે હશે, અભય પદ મારૂં પામશે;
અભ્યાસ જોગે મન વશ આણ, મન વશથી કુરમા વશ જાણ;
બ્રહ્મ લોકથી પતન તું જાણ, મારૂ પદ અવિચળ પરમાણ;
બે સહસ્ત્ર દિવસ જુગ દિનને રાત, એ આગળ બીજા કોણ માત્ર.
એણે લેખે વરસ ગણાય, વરસ સો બ્રહ્માને થાય;
યદપિ પતન બ્રહ્માને જાણ, મારૂ પદ તે અચળ પ્રમાણ.
શુકલ કૃષ્ણ બે પક્ષ ગણાય, ઉત્તરાયન દક્ષણાયન થાય;
અથવા કાશી કટકમાં મર્ણ મારા ભગતાને નહિ અવતર્ણ.
જ્યાં ત્યાં થકી તે દેહ મુકશે, અંતે પદ મારૂં પામશે;
જદપિ શ્વાન દેહિને ખાય, તદપિ તે દુર્ગતિ નવ જાય.
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, અક્ષર યોગ અષ્ટમો અધ્યાય.

॥ ઇતિ આઠમો અધ્યાય સંપૂર્ણ ॥

# અધ્યાય નવમો.

શ્રી કૃષ્ણ કહે છે:— દોહરા.

હે ! અર્જુન તુજને કહું ગુહ્યારથમાં જ્ઞાન;
તે મારગ જાણ્યા થકી, તજીએ મોહ અજ્ઞાન.

ચોપાઇ.

શ્રદ્ધા વિના કર્મ જે કરે, લોક માંહીં દંભીક આચરે.
જુઠો વાદ કરે જન જેહ, મારૂં પદ નહીં પામે તેહ,
જેમ આકાશમાં વાયુ સમાય, (પણ) વાયુમાં આકાશ ન માય;
(તેમ) સર્વ ભૂતમાં મારો વાસ, હું સઘળાથી રહું ઉદાસ;
જોગ જ્ઞાન ને જપ તપ કરી, શ્રદ્ધાએ પદ પામે હરી;
જેમ જગન ફળ સઘળાં જેહ, ઔષદ મંત્ર અગ્નિહું તેહ;
સુરજ રૂપ તપું છું જેહ, કાન્તી કારણ હુંમાં તેહ;
ત્રીગુણાતીત બુદ્ધિએધાય, તેહ તણો સાંભળ મહિમાય;
રાજસ ભાવે જે જન ભજે, સ્વર્ગી હોય તે ફળને તજે;
તામસ બુદ્ધિએ જે ધાય, તેણે પુન્યે દૈત્યજ થાય;
સાત્વીક ભાવ ભજે નર જેહ, મારા પદને પામે તેહ;

દોહરા.

હો અર્જુન ભાવે કરી, પત્ર પુષ્પ તોય;
શ્રદ્ધા એ જે અર્પશે, સેવક મારો સોય.

ચોપાઇ.

જમ[1] દાન કર્મ જે કરે. હોમ જગ તપ મુખમાં ધરે;
મુજને અરપી અળગો થાય, પાપ પુન્યથી નહીં લેવાય;

---

૧ યમ.

અધર્મ થકો જે મુજને ધાય, એક નારી બીજો શુદ્ધ કે'વાય;
વળી અનેક જાતી ચાંડાળ (તે) તે મારૂં પદ પામે નિરધાર;
(જો) બ્રહ્મ, ક્ષત્રી, વંશ સેવે સહી, મુને પામવા આશ્ચર્ય નહીં;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, રાજવર્ણન નવમો અધ્યાય;
॥ ઇતિ નવમો અધ્યાય સંપૂર્ણ ॥

---

# अध्याय दशमो.

**શ્રી કૃષ્ણ કહેછે:—** **ચોપાઇ.**

હે ! અર્જુન તું માને સહીં, દેવ રૂપી મુને જાણે નહીં.
બ્રહ્માદિક આદિ રૂપી જેહ, મારી ગતિ નવ જાણે તેહ,
**અર્જુન** કહે સ્વામી અવિધાર, એવા મુનિ તપ નવ લેપાર;
તું જગતની આદે સહીં તો, તારી ગતી જાણે નહીં.
સ્વામી તારી વિભુતી જેહ, કોણ વિષે હું જાણું તેહ;

**શ્રી કૃષ્ણ કહે છે:—**

હે ! અર્જુન તું ભગતજ સહીં, તે માટે મે એ ગતી કહીં.
સાંભળ જોગ વિભુતી કહું, વિષ્ણુ રૂપે હું સુરમાં રહુ;
તેજ માંહ્ય રવી રૂપે જેહ. મારૂત માંહ્ય મરીચી જેહ,
નક્ષત્રમાં ચંદ્ર તે હુંય, વ્યાપિક કરીને જાણે તુંય;
વેદ માંહ્ય આપે કહ્યું સહી. મારા ભગતથી અળગો નહીં.
દેવ માંહ્ય ઇંદ્રાદિક રાય, મૂળ સીંચતાં દમ સીંચાય;
સઘળી ઇંદ્રી મધ્યે મન, સર્વ ભુત માંહે ચૈતન્ય.
રૂદ્ર માંહી શંકર જેહ, રાક્ષસ માંહી વિભિષણ તેહ;
પશુમાંહી વ્યાપિક હું જાણ, પર્વત મધ્યે મેરૂ પ્રમાણ.

પ્રોહિત માંહી રૂષી બૃહસ્પતી, સ્વામિ કાર્તિક સૈન્યાપતી;
જળ આશ્રમમાં સાગર જેહ. રૂષી માંહે ભૃગુ કહીએ તેહ.
અક્ષરની માંહે "ઓંકાર," જગ્ન માંહી જપ તપ સાર;
સ્થાવરમાં હીમાચલ જેહ, વૃક્ષ માંહી કલ્પતરૂ તેહ.
દેવ રૂષીમાં નારદ હુંય, (એમ) વ્યાપિક કરીને જાણે તુંય;
ગંધર્વ માંહી ચિત્રસેન જેહ, સીદ્ધ માંહ્ય કપીલ હું તેહ:
વૈષ્ણુવ માંહી શ્રી શુકદેવ, અશ્વ મધ્યે ઉચ્ચીશ્રવા તેહ;
હસ્તિમાં ઐરાવત જેહ, નરાધિપ નર માંહે તેહ.
આ યુદ્ધ મધ્ય વજ્ર હું જાણુ, કામ દુર્ગ ધેનુમાં પ્રમાણુ;
નાગ માંહ્ય શેષ અવતાર, જળપતી મધ્યે વરૂણુ વિચાર.
પૂર્વજ મધ્ય અર્જના જાણુ, દૈત્ય માંહ્ય પ્રહલાદ પ્રમાણુ.
બીજ માંહ્ય કંદ રૂપ છે જેહ, સર્પ માંહય વાસુકી તેહ;
રામચંદ્રને વરણ્યા વળી, તીરથમાં જાણો જાન્હવી;
વિદ્યામાં અધ્યાત્મ જેહ, હું કર્તા હર્તા હું તેહ.
સતી મધ્યે સીતા સતીનાર, જેને પ્રથમ કહું વિસ્તાર;
સીતા લક્ષ્મી સરસ્વતી જેહ, કુંભમા મેધાવતી તેહ.
શ્યામ માંહ્ય કહીએ બ્રહ્મ શ્યામ, વેદમાંહીં ગાયત્રીનામ;
માસ માંહી માગશર છે જેહ, ખટ રૂતુમાં વસંત હું તેહ.
કાવ્યમધ્યે શુક્ર તે હુંય, જમ ડંડ કરી જાણે મુય;
ઉપાય મધ્યે નીતિ જેહ, ઔષધમાં જવરૂપે તેહ.
પતિવ્રતા નારી તે હુંય, તૃણમાં દર્ભ કરી જાણે તુંય;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, વિભુતિ નામ દશમો અધ્યાય.

" ઇતિ દશમો અધ્યાય -સંપૂર્ણ "



# અધ્યાય અગીઆરમો.

**શ્રીકૃષ્ણ કહે છેઃ—** દોહરો

સ્વામી તારા પુન્યથી, મોહ ગયો મુજ આજ;
દયા કરી હું દાસ પર, મુજ અનુગ્રહને કાજ.

**અર્જુન કહે છેઃ—** ચોપાઇ.

અર્જુન કે' પ્રભુ પામો લાડ, વિશ્વરૂપ તારૂં દેખાડ;
કમળ પત્ર લોચન અર્વીંદ, દયા કરો છું હું મતી મંદ
તે રૂપ જોવા ઇચ્છા ઘણી, આશા પુરો સેવકતણી;

**શ્રીકૃષ્ણ કહે છેઃ—**

હે ! અર્જુન એમ કે ભગવાન, દેવ ચક્ષુ તુને આપુ જ્ઞાન.
મારાં રૂપ અનંત છે જેહ, દેવ દ્રષ્ટિ કરી નિરખો તેહ;
મારે વિષે આદિત વસુ જેહ, અશ્વની કુમાર રૂદ્રવલી તેહ.
જેને કોઇએ દીઠુ નહીં, મારે વિષે જોને સ્થીર રહી.
સંજય ધૃતરાષ્ટ્રને કહે, અર્જુન દેવ ચક્ષુ છે અહે.
આવીને દેખાડું રૂપ, તે કવું છે અકળ સ્વરૂપ;
અનેક રૂપ સંખ્યા નહીં પાર, અનેક નેયને અનેક વિચાર.
અનેક હસ્તને અનેક શીસ, અનેક માયા રચા જુગદીશ;
અનેક આભુષણ આયુધવલી, અનપુ ધનુષને બાણાવલી.
અનેક પુષ્પ અનેક સુગંધ, અનેક રવીને વીધી નિશંક;
મધ્ય વિકાશીત દીઠા ભાણુ, સહસ્ત્ર સુરજનું તેજ પ્રમાણુ
પરમેશ્વરના શરીરજ માંહ્ય, કોટી બ્રહ્માંડ દીઠા ત્યાંય;
તે દેખીને વિસ્મય થયો, ગદ ગદ કંઠે તે થઇ રહ્યો.

અર્જુન કહે છેઃ—

અર્જુન કે સ્વામી અવિધાર, સમસ્ત દેવ દીઠા મે સાર;
તારી દેહ વિશે દેવેશ, પ્રાણીમાત્ર દેખુ આવેશ.
શીવ બ્રહ્માદીના તે ઠામ, સર્વ રૂપીના. દીઠાં ધામ,
કીન્નર જક્ષ રાક્ષસ છે જેહ, ગાંધર્વ સર્વ દેખુંછું તેહ.
દૈત્ય દાનવ દેખું વળી, પાંડવ શૈન્યા ટોળેમળી;
દ્રોણ ભીષ્મપીતામહ ;જેહ, પ્રાણીમાત્ર દેખુંછું તેહ.
ચંદ્ર સુરજ નેત્રને ઃઠામ, અકળ સ્વરૂપે દીઠું ધામ;
અનેક સીદ્ધ કરે જે સ્તુતી, વળિ લક્ષ્મીજી કરે વિનંતી.
સ્વામી રૂપ દીઠું વિક્રાળ, જોવા જોગ નહી હું બાળ;
તારૂં વદન ભયાનક કરી, વિશ્વ મંડળ દેખું છું હરી.
ધૃતરાષ્ટ્ર કેરા જે પુત્ર, તારે વિશે દેખું હુ શુત્ર;
ભીષ્મ દ્રોણ બીજા રાજન, સૌ કૌરવ ને દુર્યોધન.
કર્ણ શૈલ્ય ને બીજા રાય, તે તારા મુળમાંહી જણાય;
વળી આપણા જોદ્ધા જેહ, તારા મુળમાં આવ્યા તેહ.
સ્વામી ગ્રહમાં એમ દેખિએ, સર્વે નાશ પામ્યા દેખિએ;
કેટલા એક દાઢમાં રહ્યા, તેના પ્રાણ તાંહાંથી ગયા.
એક મસ્તક વિના દેખું છું જેહ, સર્વત્ર પ્રાણ તજ્યા છે જેહ;
(જેમ) નદી નીર સાગરમાં જાય, (તેમ) મુજ માંહ્ય પ્રવેશજ થાય.
જયમ પતંગ દીપમાં બળે, ત્યમ તુજ મુળમાં આવી મળે;

અર્જુન કહે છેઃ—

અર્જુન કે સાંભળ જુગદીશ, દુષ્ટ સંધારણ છેતું ધ્રશ.
ધન્ય ધન્ય કે સ્વામી અવતાર, અર્જુન દાસ કરે નમસ્કાર;
કરજોડીને લાગું પાય, સ્વારી હુંથી . સહ્યું નવ જાય.

સર્વ રૂપ પરસનનું હરી, એવી સ્તુતી અર્જુને કરી;
સ્વામી મ્હારો મોહજ ગયો, તમ પરસાદે પાવમ થયો.

શ્રી કૃષ્ણ કહે છે:— દોહરા.

કાળે અર્જુન મારિયા, નિમિત માત્રતું જાણ;
પૂર્વે એ મેં મારીયા, સેજે લીધા પ્રાણ.

ચોપાઈ.

બેઉ સૈન્યાના જોદ્ધા જેહ, પ્રાણ તજ્યાને ખોખાં તેહ;
અર્જુન કાળ વાઘ્યો છે સહીં, વણ માર્યા પણ જીવે નહીં.
તે માટે તું જ પામશે. શત્રુ જીતી જય વામશે;
રાજ ધર્મ ભોગવશે લઈ, એ મેં પૂર્વે તાર્યો સહીં.

સંજય કહે છે:— દોહરા.

સંજય રાજા તે કહે, અર્જુન પામ્યો ત્રાસ;
ગદ ગદ કંઠ હવો થકો, કરે પ્રભુ ચરણ નિવાસ.
વચન સુણી જુગ દીશનાં લાગ્યો હરીને પાય;
અનંત રૂપ દીઠા હવે, સ્વામી સહ્યું નવ જાય.

અર્જુન કહે છે:— ચોપાઇ.

કરજોડીને કરૂં પ્રણામ, હું સેવક તું મ્હારો શ્યામ;
અનંત રૂપ દેવ દેવેશ, એવાં બ્રહ્મને કરૂં આદેશ.
તું તો અવની અનળ આકાશ. સર્વ ભૂતમાં તારો વાસ;
પુરણ પુરષોત્તમ આવી સહી, તુજ સરખો મે જાણ્યો નહી.
મે જાદવને સારથી કહ્યો. તે અપરાધ મારો તે સહ્યો;
એક રથ એક સજ્યાવળી, એક આસને જમતા મળી.
તે અપરાધ ક્ષમા મોરાર, અર્જુન દાસ કરે નમસ્કાર;
(જેમ) પિતા પુત્રના પાળે લાડ, (હવે) સોમ રૂપ સ્વામી દેખાડ.

**દોહરા.**

**હવે આશ્ચર્ય દીઠું તુજ વિષે, ભય પામ્યો અર્જુન;**
**હવે ચતુર્ભુજ સ્વરૂપનો દેખાડો ભગવાન.**

**શ્રીકૃષ્ણ કહે છે:—** ચોપાઇ.

અર્જુન તું પર કૃપા અપાર, ને મે કીધી સાર;
વેદ જગ્ન ને દાને તપે, તિર્થ હોમને પામે જપે.
રૂપ જોવા લાયક કો નહીં, તુજ વેણુ બીજો ન શકે સહીં;
(સંજય) ધૃતરાષ્ટર પ્રત્યે ઓચરે, વિશ્વરૂપ સ્વામી સરવરે;
અર્જુન પ્રત્યે વાણી કહી, વૃથા કષ્ટ તુને હોશે નહીં;
સોમ રૂપ કીધું તે વાર, દેવ ચક્ષુ લીધાં મોરાર.
(તેં) રહિત કામના ભક્તિ આચરી, હું દીઠો તે જ્ઞાને કરી,
વાસના રહિત કર્મ આચરે, મારે વિષે સમર્પણ કરે.
હે ! અર્જુન તે ભક્ત ગણાય, દુષ્ટ સંગથી અળગો થાય.
પ્રાણી માપને વલ્લભ જેહ, મારા રૂપને પામે તેહ,
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય, વિશ્વરૂપ એકાદશમો અધ્યાય.

॥ ઇતિ અગીઆરમો અધ્યાય સંપૂર્ણ ॥



# અધ્યાય બારમો.

રામ ભગત કહે વિનતી, શખિ સુણો વિશ્વાસ,
(જેમ) અર્જુન મોહ છોડાવીઓ, (તેમ) રાખો મુને ઉદાશ.

**અર્જુન કહે છે:—** ચોપાઇ

**અર્જુન કે'** મારો મોહ ગયો, તમ પરસાદે પાવન થયો;
સ્વામી તારો ભક્ત કેવાય, કોણ લક્ષણે તે પ્રિછાય ?

વળતું વચન કહે ભગવાન, મારા ભક્તને મારૂં ધ્યાન;
મન મુજ માંહિ કરે આશક્ત, એવા હોય તે મારા ભગ્ત.
પ્રેમ પ્રીત શ્રદ્ધાએ કરી, રૂદે વિશે રાખે શ્રી હરી;
સર્વ ઇન્દ્રિનો નિગ્રહ કરે, સઘળે સમ બુદ્ધિ આચરે.
જે જે કર્મ કરતો તે થકો, એકાગ્રહ મુજ આરોપતો;
તે મારૂં પદ પામે સહી; મોક્ષ પામવા શંશય નહી.

**અર્જુન કહે છે:—**

સ્વામી મનની ચંચળ ગતી. તુજ માંહી કયમરે'સ્થીર મતી;

**શ્રી કૃષ્ણ કહે છે:—**

અર્જુન મન ચંચળ કે'વાય, અભ્યાસ જોગે તે વશ થાય.
જોગ અભ્યાસ કરી નહીં શકે, કર્મ સમર્પે મારે વિષે;
સર્વ કર્મ મુજને અરપશે, કર્મ કરતો તે છુટશે.
જપ, તપ, તીરથ, જોગ, ને જાગ, કર્મ કરે તે ફળનો ત્યાગ.
હે ! અર્જુન એમ કે ભગવાન, અભ્યાસ જોગે આવે જ્ઞાન.
જ્ઞાન જોગથી ધ્યાન ઉપજે; ધ્યાન વડે કર્મ ફળ ત્યજે;
કર્મ ફળ ત્યાગે મોક્ષ પામીયે, મોક્ષ થકી ભવ ભય વામિયે.
હે ! અર્જુન તું જાણે તેહ, મારા ભક્તનાં લક્ષણ એહ;
પ્રાણી માત્રનો દ્વેષ ન કરે, કોમળ શાંન્ત વચન ઓચરે.
દયા જુગ્ત રહિત અહંકાર, હું મારૂં નહીં કરે લગાર;
સુખ દુઃખ સરખાં જાણે જેહ, ક્ષમાવંત સંતોષી તેહ.
આત્મા જીત કહીએ તે સહીં, મુજ વિષેથી અળગો નહીં;
કોને ભયના જણાવે તેહ, કોથી ભય પામે નવ એહ.
હર્ષ શોક સરખો લેખવો, આત્મ જ્ઞાન અંતર અનુભવો;
રાગ, દ્વેશ, મદ, વરજીત સહીં, આશા કોની ઇચ્છે નહીં.

પવિત્ર, ઉદાર, વિચિક્ષણ જેહ, સુખ દુઃખ સરખુ જાણે તેહ;
લોભ થકી મદના ઉપજે, હાણ થતી સુખને નહીં તજે.
સુભ અશુભનો સેજે ત્યાગ, શત્રુ મીત્ર જેને સમભાગ;
માન અપમાનને સમ કહે, મારા ભગતનાં લક્ષણ એહ.
પ્રાણી માત્રનો દ્વેશ ન કરે, સઘળે સમબુદ્ધિ આચરે;
સ્તુતિ નિંદા વરજીત અભિમાન, શીત ઉષ્ણને સર્વ સમાન.
દ્રઢ મતિએ સ્વધર્મ આચરે, અધર્મથી મન અળગું કરે;
નવધા ભક્તિ મુજને ધાય, મારા ભક્તથી સંતોખાય.
મારિ ભક્તિ વિના દુઃખ ધરે, મુજને આત્મ નિવેદન કરે;
એવા સતવાદી નર જેહ, કપટ ભેદથી અળગા તેહ,
બ્રહ્મચર્ય સાધન નિજ કર્મ, મારા ભગતના એવા ધર્મ
સ્વદારા અનુગામી જેહ, બ્રહ્મચારિ નર જાણિએ તેહ;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, ભક્તિ લક્ષણ દ્વાદશમો અધ્યાય.

॥ ઇતી બારમો અધ્યાય સંપૂર્ણ. ॥



# अध्याय तेरमो.

## ચોપાઇ.

અર્જુન કે સ્વામી અવિધાર, પ્રકૃતિ પુરૂષનો કહો વિચાર;
ક્ષેત્ર રૂપ તે કોણ કે'વાય, ક્ષેત્રજ્ઞ તે કેમ ઓળખાય.
અજ્ઞાન રૂપ કોણ કહીએ તેહ, જ્ઞાન કરીશું જાણે એહ.

શ્રી કૃષ્ણ કહે છે:—

હે ! અર્જુન એમ કે ભગવાન, ક્ષેત્ર રૂપ તું શારીરજ જાણ.

---

૧ ઓળખાય.

શરીરનો ધર્તા છે જેહ, એ ત્યાં નીર વિકારી તેહ;
હે ! અર્જુન એમ કે' ભગવાન. ગુરૂ સેવાએ લહિએ જ્ઞાન.
હીંસા મન વરજીત હોય જેહ, ક્ષમા અચળ મન કહીએ તેહ;
બહાર ભીત્તર શુદ્ધ વૈરાગ્ય, આત્મા જીત ઇન્દ્રીનો ત્યાગ.
પુત્ર કળત્ર ગૃહ વેપાર, આશા તૃષ્ણા નહીં લગાર,
સંસાર ભોગ તે વિષે સમાન, અર્જુન એ ત્યાં કહીએ જ્ઞાન.
હવે કહું તે સાંભળ વાત, અનાદિ જેને માતને તાત,
ઇન્દ્રી વરજીત નીર્ગુણ જેહ, સઘળે વ્યાપક કહીએ તેહ,
સર્વ ભૂતમાં સઘળે વાસ, બહાર ભીતર રહે પ્રકાશ,
રાજસ ગુણના કર્તા જેહ, દુર સમીપે રહું છું તેહ;
એ તો જ્ઞાન કહ્યું છે સાર, (હવે) પ્રકૃિતપુરૂષનો કર વિચાર.
ત્રીગુણના વિષે છે જેહ, અમૃત સરખા જાણો તેહ;
પ્રકૃતિના સંજોગે રહી, પ્રકૃતિના ગુણ ભોગવે સહી.
સંજોગ માટે ગુણ કહેવાય, વસ્તુ ગતી તે નહીં લેવાય;
(જેમ) સ્ફટિક મણીના ગુણ કે'વાય, જેવા સાથે તેવા થાય.
હે ! અર્જુન તું જાણે મર્મ કર્તા હતા પોતે બ્રહ્મ;
જીવ આત્મા પરમાત્મા જેહ, વસ્તુ ગતી ત્યાં એકજ નેહ.
એવું જ્ઞાન ત્યાં આવે નહીં, ત્યાં લગી કેવળ જાણે નહી;
સર્વ કર્મને પ્રકૃતિ ભેદ, આત્મા અળગો અભેદ અછેદ.
પ્રકૃતિને અશ્રય જેહ, પ્રેરીકામ કરાવે તેહ;
પરબ્રહ્મ વ્યાપક છે સહી, વસ્તુ ગતી ત્યાં બંધનગહ।
જેમ આકાશ સર્વત્ર વાસ, સઘળે દિનકર થય પ્રકાશ;
તેમ આત્મા વ્યાપક કરી જાણ, જરા મરણ તેને નહી હાણ.
તે નર જ્ઞાની કહીએ વેદ, (જે) પ્રકૃતિ પુરૂષનો જાણે ભેદ;

પ્રકૃતિ માયાનો વિસ્તાર, આત્મા અળગો રહિત વિકાર.
જોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, જોગ પ્રકાશ ત્રીજો અધ્યાય;
॥ ઇતિ તેરમોઅધ્યાય સંપૂર્ણ ॥



## અધ્યાય ચૌદમો.

### ચોપાઇ.

હે ! અર્જુન એમ કે' ભગવાન, પ્રકૃતિ પુરૂષનું હું જ્ઞાન;
હવે કહું સહુથી ઉત્તમ, સર્વજ્ઞાન જાણવાનો મર્મ.
પ્રકૃતિ તે ત્રીગુણીના કહેવાય, તેણે જોગે દેહ બંધાય;
ત્રીગુણના ત્રીવીધ પ્રકાર, તેનો પ્રથમ કહું વિસ્તાર.
સત્વ ગુણે હોય સુખનો સંગ, રજો ગુણે હોય કષ્ટ અનંત;
મોહ નીદ્રાને આળસ જેહ, તમો ગુણ એમ બાંધ્યો દેહ.
સત્વ ગુણે જો દેહ બંધાય, કેટલે કાળે છુટકો થાય;
સત્વ ગુણે કહી જ્ઞાન ઉપજે, જ્ઞાન થકો તે મુજને ભજે;
રજો ગુણે કરી લોભ ઉપજે, લોભ થકો હરી સેવા તજે.
તમો ગુણ ઉપજે અજ્ઞાન, અજ્ઞાને તે નર્ક સમાન;
ઉત્તમ, મધ્યમ્, અધોગતિ જેહ, ત્રણે ગુણનાં કારણ તેહ.
ત્રીગુણાતિત હવો નર જેહ, જન્મ જરા ભિત પાવન તેહ;

**અર્જુન કહે છેઃ—**

**અર્જુન** કે સુણ ત્રીભુવનરાય, ત્રીગુણાતિત તે કયમ પ્રિછાય.

**શ્રી કૃષ્ણ કહે છેઃ—**

અર્જુન જે જન જ્ઞાને કરી, સઘળે વ્યાપિક દેખે હરી;

હર્ષ શોક જે ગણે સમાન, સુવર્ણ લોહ કાષ્ટ પાષાણ.
સ્તુતિ નીંદાને માન અપમાન, એક દ્રષ્ટે સઉ સમાન;
સેવા આરંભે ફળને ત્યજે, નિશ્ચલ ભગતી મુજને ભજે.
તે તો ત્રીગુણાતીત કેવાય, બ્રહ્મ ભૂત થકો મુજને ધાય;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, ત્રીગુણ નામ ચતુર્દશમો અધ્યાય.

॥ ઇતિ ચૌદમો અધ્યાય સંપૂર્ણ ॥



# अध्याय पंदरमो.

**શ્રી કૃષ્ણ કહે છે:—** **ચોપાઈ.**

અરજુન આદી વૃક્ષ તું જાણ, તેના ઉંચા મુળ પ્રમાણ;
વ્યાપિક શાખા ગુણ છે ત્રણ, અગણિત પુષ્પ જન્મને મર્ણ.
કર્મ લક્ષણ એ જાણો મૂળ, સુખ દુઃખ બેઉ ફળને ફુલ;
એવું આદી વૃક્ષ સંસાર, તેને વિશે તું જ્ઞાન વિચાર.
જ્ઞાન રૂપ ખડગ છે જેહ, કર્મ મૂળને દે છે તેહ;
તેણે કરી છુટશે સંસાર, મારૂં પદ પામે નિરધાર.
દોષ સકળ મદ વર્જીત જેહ, જ્ઞાનવિશે તત્પર હોય તેહ;
સુખ દુઃખ સરખાં તજી અજ્ઞાન, નિવૃત ઇચ્છા નહીં અભિમાન.
તે મારૂં પદ પામે સહી, આપું મોક્ષ જરી શંશય નહીં;
ચંદ્ર સુરજ નહીં વિચરે જ્યાં, પાવક પાવન ન ભેદે ત્યાંય.
એવું પદ કહીએ નિરવાણ, સર્વાત્મા તે મુજમાં જાણ;
પાંચ ઇન્દ્રી છઠું મન જેહ, જીવ આત્માને જાણે તેહ.
જીવ શરીર ધરે જે વાર, ઇન્દ્રી મન સાથે તે વાર;
દેહ થકી જ્યારે નીસરે, ઇન્દ્રી મન સાથેથી પળે.

વાયુ ગંધને લે છે જેમ, ઇન્દ્રી પ્રાણુ આકર્શે તેમ;
ગુણુ જુકતે આવે તે જાય, જ્ઞાન વિના તે નહિ પિછાય.
જ્ઞાન અભ્યાસે જાગી જેહ, અખિલ આત્માને દેખે તેહ;
ચંદ્ર સુરજ અગ્નિ સંસ્કાર, સર્વ ભૂત મારે આધાર.
સર્વ ઔષધી વિધ વિધ જેહ, ચંદ્ર રૂપે હું પાળું તેહ;
વિશ્વા નર રૂપે તે હુય, ચતુર્વીધ અન પોચાડું છુંય.
હે ! અર્જુન એવા નર જેહ, પ્રભુ કર્ત એમ જાણે તેહ;
ત્રીગુણુ બળ આત્મા શ્રી હરી, એવો ગુજનકે જાણે કરી.
ને પ્રાણી છુટે સંસાર, મારૂ પદ પામે નિરધાર;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય. પુરૂષોત્તમ જોગ પંપમો ધ્યાય.

॥ ઇતિ પંદરમો અધ્યાય સંપૂર્ણ ॥

## अध्याय सोळमो.

### દોહરા.

એક પ્રકૃતિ સર્વને અર્જુન એવું જાણુ;
એક દૈવી બીજી આસુરી, તેનું લક્ષે આણુ.

### ચોપાઇ.

દૈવી તણો સાંભળ મહીમાંય, પ્રાણી માત્રથી નિર્ભય થાય,
દયા દાન ઉત્તમ જન જેહ, જપ તપ જગ્ન ઇચ્છા તો તેહ.
સંત સમો ગુણુનો આનંદ, અવિચળ બુદ્ધિ વિષે ગોવિંદ;
લોભ નહીં કોમળતા મન, ક્ષમા ધીરજ બુદ્ધિ પાવન.

એ દૈવી પ્રકૃતિ એંધાણ, હવે અસુરી કહું તે જાણ;
મોહ મચ્છર માયા અજ્ઞાન, ગર્વ ક્રોધ લોભ અભિમાન.
આસુરી પ્રકૃતિના ગુણ જેહ, અંતે નર્ક પમાડે તેહ;
દૈવી પ્રકૃતિ મોક્ષ ઉપાય, જેણે સ્વામી સંતો ખાય.
હે ! અર્જુન એવા નર જેહ, કહીએ મોક્ષ ન પામે તેહ;
એક ખાસ પાસે બંધાય, કામ ક્રોધ દોરે સંધાય.
અધર્મ કરી દ્રવ્ય સંચય કરે, હું મારૂં એવા મત ધરે;
હું સમર્થ હું ભોગી સુખી, હું ધનાઢય હું કુટુમ્બ મુખી;
હું બળીઓ મે માર્યો એહ. મુજ સરખો બળીયો નહીં તેહ;
હું જોગી હું દાનેશ્વરી, ધન મદ માનને કરી.
અહંકાર બળ કામને ક્રોધ, તેને આશરે કરે વિરોધ;
મારા ભગતનો દ્વેશજ કરે, જોગ દાન તે મન નહી ધરે.
કુંભી પાક પડે નર જેહ, હું કર્તા એમ જાણે તેહ;
એવા દુષ્ટ અહંકારી ઘણા, તે અધિકારી કુંભી તણા.
અસુર યોનિમાં સંચરે, જ્યાં ત્યાં મારો દ્વેશજ કરે;
દૈવી મારગ મુને એવા ન થાય, દુષ્ટ અધોગતી જાય.
અર્જુન નર્ક તણાં ત્રણ દ્વાર, કામ ક્રોધ ને લોભ અપાર;
તામસ ગુણથી ઉપજ્યાં એહ, ત્રણે દ્વાર નરકમાં તેહ.
એહ તજી મુજને ધાય, દુષ્ટ સંગથી અળગો થાય;
એ મારૂં પદ પામે સહી. આપુ મોક્ષ જરી સંશય નહી.
તે માટે અર્જુન કહુ મર્મ, રહિત કામના કરજે કર્મ;
જોગ શાસ્ત્રને બ્રહ્મવિદ્યાય, પુરો થયો ખટદશમો અધ્યાય.

॥ ઇતિ સોળમો અધ્યાય સંપૂર્ણ ॥



# અધ્યાય સત્તરમો.

શ્રી કૃષ્ણ કહે છે:— ચોપાઇ.

જે જન શાસ્ત્ર મારગને તજે, અતિ શ્રદ્ધાએ તુજને ભજે;
તેની કોણ ગતી હોય શ્યામ, અર્જુન પુછે અંતર જામ.
હે ! અર્જુન સાંભળ મહીમાય, શ્રદ્ધાએ ત્રીવિધ કે'વાય;
ત્રણ પ્રકારની શ્રદ્ધા અશી, સાત્વીક, રાજશને તામશી.
સાત્વિક તે સુરપતીને ભજે, રાજસ, જક્ષ કીંનરને ભજે;
તામસી ભૂત પ્રેત વૈંતાળ, ઉપાસે ભૈરવ ભુપાળ.
અશાસ્ત્ર મારગ આધારે તપકરે, દેહ દમે ને ફોગટ મરે;
નહિં સન્યાશી નહિં તેજતી, ના હોય તેની ઉત્તમ ગતી.
આહાર તે પણ ત્રીવીધ પ્રકાર, સાત્વિક તેમાં ઉત્તમસાર;
કોમળ અલ્પ મનોહર જેહ, કડવું તીક્ષણ વરજીત તેહ.
આયુષ સત બાળકને આરોગ્ય, મુજ ભગતીનો કરશેભોગ;
એટલા અર્થ વધારે જેહ, સાત્વિક ભોજનનું ફળ તેહ.
કડવું તીક્ષણ ખાટુંસાર, એતો રાક્ષસ કહીએ આહાર;
કષ્ટ રોગ ઉપજાવે દેહ, રાજને ભોજનનું ફળ તેહ.
વાશી નીર ઉચ્છીષ્ટ જે અંન, તે કહિએ તામસ ભોજન;
વીષ્ણુ ભક્તિથી વિમુખ થાય, એ ભોજનના એ મહીમાય.
દાન જગ્ન ત્રીવિધ પ્રકાર, સાત્વિક રાજસ ને અંધાકાર;
ફળ રહિત શ્રદ્ધાએ જેહ, તામસમાંહી ગણીએ તેહ.
બુદ્ધિ ભ્રષ્ટ ઉપજાવે રોગ, મારિ ભગતીનો કરે વિજોગ;
ઉત્તમ મધ્ય અધાંગતી જેહ, ત્રીવિધ દાનનું ફળ તેહ.

શાસ્ત્ર મારગ શ્રદ્ધાએ ભજે, તેને મારો સંગ ઉપજે;
અશ્રદ્ધાએ હામ્યું જેહ, યજ્ઞાદિક કર્મ કીધા તેહ.
તે સૌ નિષ્ફળ હોય સહી, (જો) શ્રદ્ધા પૂર્વક કીધું નહિં;
ગુણ શ્રદ્ધા વર્ણ કહેવાય, હે ! અર્જુન જ્ઞાને પ્રિછાય;
જોગ શાસ્ત્રને બ્રહ્મ વિઘાય, પૂર્ણ થયો સત્તરમો અધ્યાય.

॥ ઇતિ સત્તરમો અધ્યાય સંપૂર્ણ ॥



# अध्याय अढारमो.

અર્જુન કહે સુણો ભગવાન, સન્યાસનું જે તત્વજ્ઞાન;
ત્યાગ તણો જે વિધ વિચાર, સાંભળ વાચન હર્ખ અપાર.
કામ્ય કર્મ તણો જે નાશ, અરજુન તે કહીએ સન્યાસ;
જપ તપ તીરથ જોગને જાગ, ફળ તજે તે કહીએ ત્યાગ.
જો વંન ગયે સંન્યાશી કહે, (તો) રાત દિવસ મૃગ વનમાં રહે;
વસ્ત્ર તજે જો જોગી થાય, નગ્ન વસ્ત્ર વંન પશુ કહેવાય.
કામ્ય કર્મ ફળ ત્યાગે જેહ, તે શન્યાશી જોગી તેહ;
(જે) મુજ ભગતીનો દ્વેશજ કરે, (તેનુ) ઉદય અસ્ત રવી આયુષ હરે.
એવા દુષ્ટ અવતરીયા જેહ, જનુની જોબન હરવા તેહ;
લોહકાર ધમણ જયમ ધમે (ત્યમ) ભગ્તી વિના આયુષ નીર્ગમે.
વાયસ ગર્ધવ ને વળી શ્વાન, મુજ ભગ્તી વિણ સર્વ સમાન;
મારા ગુણ જે સાંભળે નહીં, તેના કર્ણ વૃક્ષ કોતર સહી
મારા જશ બોલે નહી વાણ, તે જીભ્હા મેડકની જાણ.
મુજ સેવકને નમે ન જેહ, મસ્તક નહીં તુંબી ફળ તેહ.
જે હસ્તે મુજ અર્ચન નહીં, તે તરૂ શાળા જાણો સહીં;

જેને મુજ દર્શન નવ થાય, મોર પીંછ તે નેત્ર કે'વાય.
આનંદે અશ્રુપાત ન થાય, તેનું લોહ હૃદય કે'વાય.

## દોહરો.

ગારા દાસની ચર્ણરજ, અંગ ન લેપે જેહ;
શ્રદ્ધાએ જે નહીં કરે, જીવતા મુઆ તેહ.

અર્જુન કહે છે:— ## ચોપાઇ.

સ્વામી તે એમ કહ્યું નિરધાર, મુજ ભગતીવિણ ન રો ઉગાર;
(તો) દેહનું જ્ઞાન કઇ પેર કરે, ત્રહસ્થા શ્રમમાં કયમ પરવરે.
અર્જુન મુજ ભકતી આચરે, દેહને અર્થે ઉદ્યમ કરે;
જથા લાભ સંતોષે રહે, વિષય તણું સુખ મનનવ ગ્રહે.

શ્રી કૃષ્ણ કહે છે:—

અહો! અર્જુન એજ કે ભગવાન, સુખને ત્રિવિધ પ્રકારે જાણ;
જ્ઞાન અભ્યાસે મુજમાં મન, તે સાત્વિક (સુખ) કહિએ અર્જુન.
ઇન્દ્રીના વિષય છે જેહ, અમૃત સરખા જાણે તેહ;
તે સુખ તારા જશ કે'વાય, પરિણામે તે વિખજ થાય.
પર અપવાદે સુખીયો જેહ, વળિ આળસ નિદ્રા તજે તેહ.
દુ:ખ સેવાએ જે સુખ થાય, તે સુખ તો તામસ કે'વાય.
બુધ્ધિ તે પણ ત્રીવીધ પ્રકાર, તેનો પ્રથમ કહું વિસ્તાર;
બંધમોક્ષ જે થકી જણાય, તે બુદ્ધિ સાત્વિક કે'વાય.
અધર્મ ધર્મ બોલે જેહ, રાજ બુદ્ધિ કહીએ તેહ;
રાગ, દ્વેષ, કામ ક્રોધ, અપાર, તે બુદ્ધિ તામસ અંધકાર

ચાર વર્ણના ધર્મ અધર્મ, બ્રહ્મ ક્ષત્રી વૈશ્ય શુદ્રનાં કર્મ;
શમ, દમ, શૌચ, જપ તપ છે જેહ, ક્ષમા દયા શાંતોષી તેહ.
ગ્નાન. દાન. સત સંયમ ધર્મ, એ વીધીએ બ્રાહ્મણનાં કર્મ;
શુરવીર લજ્જા છે જેહ, સ્થીરતા દાન ભક્તી છે તેહ.
જગ્ન, જાગ એ વીધીએ કર્મ, એ કહિએ ક્ષત્રીના ધર્મ;
પશુ પાળે ને વણજ કરે, કરૂશી દાન વ્રત આચરે.
જગ્ન તીરથ પાળે સ્વધર્મ, એ વૈશ્યના બોલે કર્મ;
દ્વીજ સેવા ને કરે વેપાર, સ્નાન દાનને શુદ્ધાચાર.
ત્રણે વર્ણના સેવા ધર્મ, એહ શુદ્રનાં કરીએ કર્મ;
ચારે વર્ણના ધર્મા ધર્મ, આપ પણાં આચરવા કર્મ.
ધર્મ પોતાનો પાળે જેહ, મારા પદને પામે તેહ;
સાંભળ સ્વામી શ્રી ભગવાન, તાર્યું વચન મેં કરૂં પ્રમાણ.
સ્વામી તું કે છે તે સહીં, તારી આગ્ના લોપું નહીં;
સંજય કે' સાંભળ રાજન, કૃષ્ણ કહેને કરે અર્જુન.
કેશવ અર્જુનનો સંવાદ, તે મેં સાંભળ્યો વ્યાસ પ્રસાદ;
સાક્ષાત ભગવત છે તેહ, ગ્નાન કહ્યું અર્જુનને જેહ.
સંજય કહે સાંભળ રાજન, જ્યાં જોગેશ્વર શ્રી ભગવાન;
ધનુરધારી અર્જુન છે જેહ. દ્વીજ ભગતી છે નિશ્ચલ તેહ.
રાજા ધર્મ યુધિષ્ટિર જહાં, સંજય કેહે હોશે તહાં;
જોગ શાસ્ત્ર નર નારી ગાય, (તેનાં) બ્રહ્મ હત્યાદિક પાતિક જાય.
એક મને સાંભળશે જેહ, વીષ્ણુ લોકને પામે તેહ;
એક અક્ષર સાંભળશે જેહ, મારા પદને પામે તેહ.
નીઃકર્મ માટે રૂપીયું લખું, પણ ઉભયાએ કહી નવ શકું;
મોક્ષ પદાર્થનું આખ્યાન, અર્જુન પ્રતિવદે ભગવાન.

રહીત કામના એ સ્તુતી કરી, અકળ અવિગત તારી હરી;
વેદ તત્વ ગીતાનું જ્ઞાન, તે ઉપર કીધું આખ્યાન.
શ્રી ગુરૂ ચર્ણું કૃપા એ કરી, અમૃત રસ હરી મુક્યો ભરી;
જ્ઞાન પાત્ર કરી પીશે જેહ, મુક્તી રૂપ ભણી જે તેહ.
સંવત સોળ સાઠોતરે, આશા માસ પક્ષ ઉજળો:
દીન દ્વાદશીને રવીવાર, કથા હરી સંપૂરણસાર.
જોગ શાસ્ત્રને બ્રહ્મ વિધાય, સંન્યાસ યોગ અષ્ટ દશમો અધ્યાય:

॥ ઇતિ અઢારમો અધ્યાય સંપૂર્ણ. ॥

---

## પૂરવણી.

ગુરૂ ચર્ણું પ્રતાપે કરી, મેં કીધું આખ્યાન;
અષ્ટા દશ પુરા કર્યા, કેવળ બ્રહ્મ જ્ઞાન.
માહે મર્મ સન્યાસનો, વર્ણાવર્ણના ધર્મ;
જ્ઞાન વિચાર લીજીએ, નિવારીએ મંન ભ્રંમ
શાંખ્ય જોગ સુધો કહ્યો, કર્મમાંહ્ય નીકર્મ
વિધા બ્રહ્મ ઉપાશીએ, જાણવા હરિ પદમર્મ.
જોગ શાસ્ત્ર એમ બોલીએ, કૃષ્ણ અર્જુન સંવાદ;
ઉપનીષદનો અર્થ છે, સાંભળતાં ઉલ્લાસ.
પ્રથમાધ્યાયે પૂછીયું, સંજયને ધૃતરાષ્ટ;
બીજે જ્ઞાન ઉપાશીયું, મોહ પામ્યો તે માટ.

સાંખ જોગ સુધી કહ્યો, ત્રીજે કર્મ વિચાર;
ચોથે જોગ પ્રકાશીઓ, પાંચમે જોગ સંન્યાસ.
છઠ્ઠે આતમ કર્મેન્દ્રા, સાતમે જ્ઞાન સંજોગ;
અષ્ટાંગ જોગ તે આઠમો, નવમે વર્ણું વૈરાગ્ય.
દશમે વિભુતિ જોગ કહી, એકાદશે વિશ્વ રૂપ;
દ્વાદશમે જ્ઞાન લક્ષણ કહ્યાં, તેરમે પ્રકૃતિ પુરૂષ.
ચતુર્દશમે ગુણ વર્ણવ્યા, પુરૂષોત્તમ દશ પાંચ;
દૈવી અસુરી સોળમે, કહીઓ સર્વ સંચ
સત્તરમે શીદ્ધી કહી, કહ્યો જ્ઞાન ઉપદેશ;
અઢારમે કૈવળ કહ્યું, પાપ નરે લવલેશ.
અર્જુન મોહ છંડાવીઓ, ગાંડીવ લીધું સાર;
પાપી પણ છોડાવીઓ, ભુસી ઉતાર્યા ભાર.
જીત્યા જુધ્ધે જગ પતી, અરજુન જય વિસ્તાર;
દેવતા પુષ્પ વૃષ્ટિ કરે, જોગણી પામી હાર.
નીરૂત બાટ નાનું કરૂં, નહી કીધો વિસ્તાર;
રામ ભક્ત એમ વિનવે, પ્રભુ મુક્તીનો દાતાર.
ભગવદગીતા સાંભળે. તે ઘર જય જય કાર;
રામકૃષ્ણ એમ વીનવે, કીધો સારોદ્ધાર.

**ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**

